પં'ત . ળશિક્ષણ પ્રચારમાળા—૧૬

# તોફાની બાળક

લેખક :

ગિજુભાઈ



દક્ષિણામૂર્તિ બાલમંદિર

ભાવનગર

# તોફાની બાળક

લેખક :
ગિજુભાઈ

પ્રકાશક :
નાનાભાઈ, ગિજુભાઈ
શ્રી દક્ષિણામૂર્તિ વિદ્યાર્થિભવન, ભાવનગર

## તોફાની બાળક

બાલમંદિરમાં જ્યારે માબાપો પોતાનાં બાળકને દાખલ કરાવવા આવે છે ત્યારે તેમાંનાં કોઇ કોઇ કહે છે: "શા'બ, આ છોકરો જરા 'તોફાની' છે, પાંશરો કરવો પડશે. ઠોંકટાપલી કરતા રે'જો." બાલમંદિરના નવા નવા શિક્ષકો પણ અંદર અંદર વાતો કરતાં કહે છે કે "આ છોકરો તો માળો 'તોફાની' છે. ઠેકાણે લાવવો પડશે."

નિશાળોમાં 'તોફાની' છોકરાને માર મારવામાં આવે છે, તેની પાસે ટિકીટ પકડાવે છે, ઊઠબેશ કરાવે છે, ધક્કા ફેરા ખવરાવે છે.

ભણાવતી વખતે શિક્ષકો 'તોફાની' છોકરાઓને વીસરતા નથી. તેમને ઠેકાણે લાવવા સંભળાવે છે: "તોફાની છોકરાની સાથે કોઇએ રમવું ન જોઇએ. તોફાની છોકરાઓ જીંદગીમાં હેરાન થાય છે. તોફાની છોકરાઓ કોઈને સારા લાગતા નથી." કોઇના ઘરમાં જઇને બેસીશું તો ત્યાં પણ તોફાની છોકરાઓની

સામે મા કે બાપને બળાખા કાઢવાનું હશે જ. તેઓ કહેશેઃ "ભાઇ, આ છોકરાથી તો હરવાળ્યાં. આના કરતાં વાંઝીયાં સારાં. આખો દિ તોફાન તોફાન ને તોફાન. આ તે કેમ સહેવાય!"

માબાપ અને શિક્ષકની દષ્ટિએ ફોજદારી કાયદાની કલમો વધતી જાય છે, તેમ તોફાની છોકરાંઓની વસ્તી વધતી જ જાય છે. કોઇ રીતે તોફાન અટકાવવા તેઓ માગે છે. પરંતુ હજી તેનો રસ્તો જડતો જણાતો નથી.

પણ આપણે તોફાની કોને કહીએ છીએ તે જરા જોઇએ.

ઘરમાં બપોરે માબાપ ઊંઘતાં હોય ત્યારે છોકરાંઓ જે તે રમે છે ને રમતાં રમતાં અવાજ ને બોલાચાલી કરે છે, તે 'તોફાની' છોકરાં.

છોકરાં ફળીયામાંથી મેડીએ જવા જાળીએથી ચડે ઊતરે કે લીમડે ચડે ને લીંબોળી પાડે કે દાદરે ચડે ઊતરે તો તે 'તોફાની' છોકરાં.

ભૂખ લાગે ને ખાવા માગે ને બા બીજા કામમાં હોય ને ધ્યાન ન અપાય તો વારેવારે માગે તે બાને પજવણી લાગે તો તે છોકરાં 'તોફાની.'

બા આજ એક મનસ્વી હુકમ કાઢે કે બપોરે વાંચવું નહિ ને કાલે બીજો કાઢે કે બપોરે પાઠ કરી

સેવા જેથી રાત્રે આંખો બગાડવી ન પડે ને છોકરો ગોટાળો કરે કે એમાંથી એકે ન કરે તો તે 'તોફાની.'

બા કે બાપા કોઈની સાથે કંઇ કામ કરતાં હોય કે વાત કરતાં હોય ને છોકરૂં વચ્ચે વચ્ચે આવીને પૂછે ને વિક્ષેપ પાડે તો છોકરૂં 'તોફાની.'

કંઈક જોવાનું નીકળે ને છોકરૂં ના પાડતાં છતાં જોવા દોડે તે છોકરૂં તોફાની ને બાંગરૂં. જે બાનું કામ ન કરે, ભાઇભાંડુ સાથે બાઝે, કજીયા કરે તે પણ 'તોફાની' ગણાય. આવાં તો કેટલાંએ તોફાનો ગણાવાય. શાળામાં તે છોકરો 'તોફાની' ગણાય. આવાં તો કેટલાંએ તોફાનો ગણાવાય. શાળામાં તે છોકરો 'તોફાની' છે કે જેને પાઠ નથી આવડતા, જે માસ્તરનું કહ્યું એકદમ નથી કરતો, જે માસ્તરના ચાળા પાડે છે, જે બીજા છોકરાઓને ખીજવતો દેખાય છે, જે બીજા છોકરાને મારે છે કે પજવે છે, જે શાળાની રીયાસત તોડી ફોડી નાખે છે ને જે ચાલતા પાઠે બીજા છોકરાને ગોદા મારે છે કે કાગળની ગોળીઓ કરી ફેંકે છે.

શેરીમાં તે છોકરાઓ 'તોફાની' ગણાય છે કે જેઓ રસ્તે ચાલતાં કોઇને અડચણ કરે. આંધળાની લાકડી લઈ જાય, કોઇ આંધળી ડોશીને લપાટ મારે, કોઇના ઘરની સાંકળ ચડાવી દે, કોઇના ખોરડે ઘા

નાખે, ધૂળ પથરા ઊડાડે, કોઈની સામે ભૂંડા ચાળા કરે અગર ભૂંડુ બોલે.

બાલમંદિર જેવી નવી શાળામાં થતો શિક્ષક વગર સમજણે તે બાળકોને 'તોફાની' ગણે છે કે જેઓ કાં તો કોઇના ઉપર મૂતરે, કોઇને બાખોડીથાં ભરે, કાં તો કોઇના ઉપર થઇને ચાલે, કોઈનો ચોટલો ખેંચે અથવા તો સાધનો પછાડે, કીધું ન કરે, પાણી પીતાં પાણી ઢોળે, બેસાર્યું હોય ત્યાંથી સરીને નાસી જાય, ખોટાં બાનાં કાઢી ભાગી જાય કે ભૂલ ખવરાવે, અગર તો રાડયો પાડે, ઠરાવેલા નિયમોને તોડવામાં આનંદ લે અથવા કંઇ કર્યા વિના રખડે રઝળે.

જ્યારે આપણે બાળકને 'તોફાની' કહીએ છીએ ત્યારે આપણે તેનામાં એક જાતનું ગુન્હેગારપણું આરોપીએ છીએ. બાળક જાણે કે ઘર, શેરી કે શાળાની સામે અજ્ઞાનપણે અને ઇરાદાપૂર્વક જ મસ્તી કરે છે એવું માનીએ છીએ. આપણે એમ કહેવા માગીએ છીએ કે તે તો જે બધું કરે છે તે તોફાન-ખરાબ કૃત્ય છે માટે ન કરવું જોઈએ.

આપણે રોજ ને રોજ આ તોફાન, આ તોફાન, આ તોફાન એમ કહીએ છીએ તેથી બાળકો પણ આપણે જેને તોફાન કહીએ છીએ તેને તોફાન કહે

છે. તેઓ પોતે તોફાની છે એમ પણ માને છે. બીજાં છોકરાંઓ જ્યારે તેવું કરે છે ત્યારે તેઓ 'ઓલ્યો તોફાન કરે છે' એમ કહીને ફરીયાદ કરે છે. વળી બધાં તોફાની છે. તોફાનીને માટે કોઇ વાર માર, કોઈ વાર ધમકી, કોઈ વાર ડારો. કોઈ વાર હાંકી કાઢવું વગેરેમાંથી કંઇ ને કંઇ છે. એટલું જાણતા છતાં ને તોફાનનું ફળ ભોગવતા છતાં તોફાન કર્યો કરે છે; અથવા તો પોતાનું તોફાન છાનું કરે છે. તોફાન કરવાની ના પાડનારની ઉપર મનમાં ગુસ્સો આણીને કરે છે; તેને ચીડવવા કરે છે; તેની આંખમાં ધૂળ આંજવા, તેની હાંસી કરવા ને તેને દુઃખ દેવા કરે છે. કારણ કે તેને અનુભવ થયો છે કે તેમ કરવાથી તેઓને અસર થાય છે.

ખરી રીતે કોઇ પણ બાળક ઉપરના અર્થમાં 'તોફાની' નથી જ. બાળક તોફાની હોતું જ નથી. કોઇ પણ બાળકને તોફાની થવાનું ગમે જ નહિ. કારણ કે તોફાન એ કાંઈ મન કે શરીરની મજા નથી.

ઘર, શેરી કે શાળામાં જે બાળકોને 'તોફાની' કહેવામાં આવે છે તેના વર્ગો પાડી શકાય. એક વર્ગ પ્રાણવાન બાળકોનો છે. શરીર અને મન જેમનાં તાજાં છે તેઓ કંઇ પણ પ્રવૃત્તિ માગે જ છે. તેઓ નવરાં બેસી ન જ શકે. તેમને કામ ન આપીએ તો

તેઓ સડે છે. તેમને પડયા રહેવામાં સંકટ છે. આખો દહાડો કંઇ ને કંઇ કર્યા કરે છે. તે બાળકને જો 'તોફાની' કહીએ તો માંદા અપંગ ને અક્રિય બાળકને ડાહ્યું કહેવાનું રહ્યું. જો કે અત્યારે આપણે તેને જ ડાહ્યું કહીએ છીએ કે જે નિષ્પ્રાણ છે, જે માત્ર ઠીંધું કરીને બેસે છે, જે જીવવા તનમનાટ નથી કરતું અને જે મંદતામાં મહાલે છે. દોડવું, કૂદવું, ચડવું, ઉતરવું, હજારો રમતો શોધવી ને કરવી, કંઈ કંઈ નવા નવા નુસખા ઉભા કરવા, ખડખડ હસવું, એ બધાં જીવનનાં લક્ષણો છે. આપણે જેને તોફાન કહીએ છીએ તેવું જ્યારે બાળકો કરતાં હોય છે જેમકે ખાડા ગાળતાં, ગારો કરતાં વગેરે, ત્યારે તેમનાં મ્હોં લાલ લાલ દેખાશે, આંખોમાં તેજ દેખાશે, પ્રસન્નતાથી ભરેલાં હશે. આ પ્રાણવાન બાળકોને આપણે એટલા જ માટે તોફાની કહીએ છીએ કે આપણે તેમની પ્રવૃત્તિની કદર કરતાં નથી, તેમને યોગ્ય ગણતાં નથી ને તેમ કરી તેમનો વિરોધ કરીએ છીએ. બીજી તરફથી આપણે તેમને નવી નવી પ્રવૃત્તિઓ કરવા જ નથી દેતાં તેનાં કારણો ઘણાં છે, જેવાં કે હાથ બગડશે, પગ ભાંગશે, ગડબડ થાય છે વગેરે. આથી જ બાળક પોતાના શરીર તથા મનનું સ્વાસ્થ્ય ખોઇ બેસે છે ને પછી તે

આપણુને વધારે પડતું અસભ્ય, જંગલી ને 'તોફાની' લાગે છે. ખરી રીતે આપણે બાળકને જો પ્રવૃત્તિ આપીશું તો બાળકને 'તોફાની' થવાની પીડા મટી જશે. આપણે એટલા માટે બાળકને યોગ્ય પ્રવૃત્તિ આપવાની કાળજી લેવી જોઇએ. તે માટે સ્થળ અને કાળનો નિશ્ચય કરી આપીએ તો આપણા અને તેના કામકાજમાં અથડામણુ આવે નહિ.

'તોફાની' બાળકોના બીજા વર્ગમાં 'જિજ્ઞાસુ' બાળકો આવે છે. નવું નવું જાણુવું એ બાળકોનો તો ખાસ સ્વભાવ છે. જિજ્ઞાસા એટલે જ્ઞાનમાર્ગ. આપણે બાળકોની યોગ્ય જિજ્ઞાસા તૃપ્ત નથી કરતા તેથી બાળક ઘણી રીતે 'તોફાન' કરે છે. તેઓના જિજ્ઞાસાના પ્રયત્નોની વચ્ચે ન આવીએ અને તેમની જિજ્ઞાસા વિવેકથી તૃપ્ત કરીએ તો તેઓ 'તોફાની' મટી જશે.

બાળકોની નાની લાગણીઓને, નાના અભિલાષોને, આગળ વધવાની નવી શક્તિને સમજવાનો પ્રયત્ન કર્યા વિના મનસ્વી થઇ જ્યાં જ્યાં આપણું રાજ્ય અતંત્રપણે ચલાવીએ છીએ ત્યાં ત્યાં બાળકો સદૈવ અનિશ્ચિત અને અસ્થિર રહે છે. તેમની પાસે ઘરમાં જીવવાનું પોતાનું કે માબાપનું એક પણ ધોરણ ચોક્કસ ન હોવાથી ને માબાપના મનસ્વીપણાનું

ધોરણ ન સમજાવાથી તેઓ અણછૂટકે અવ્યવસ્થા ને અનિયમિતતા ગોટાળામાં ગોટવાય છે ને તોફાનીમાં ખપે છે. ખરી રીતે તેઓ મુંઝાએલાં અને દુઃખી રહે છે. તેઓ અંધારામાં અડથડીઆં ખાધા બરોબર ચાલે છે. માબાપ પોતે જ ખરી રીતે તોફાની છે તેથી છોકરાંને તોફાની ગણી કાઢે છે. અચોક્કસ ને અવ્યવસ્થિત ગૃહતંત્ર ' તોફાની ' બાળકને પેદા કરે છે.

ઘણી વાર આપણે બાળકોને સમજતા જ નથી ને તેથી તેમને ' તોફાની ' કહીએ છીએ. ' તોફાન ' શબ્દ ખૂબ વ્યાપકપણે વાપરીએ છીએ. બાળક આજ્ઞા ન પાળે તો ' તોફાની, ' ઝટઝટ દોડતું જઈ કોઈને બોલાવી લાવે નહિ તો ' તોફાની, ' ગાડીમાં કે મોટરમાં બેસતાં બ્હીએ ને રડે તો ' તોફાની. ' વાત એમ હોય છે કે ઘણાં બાળકોને નાની નાની મુશ્કેલીઓ અને મુંઝવણો હોય છે તેથી તેઓ હુકમ નથી ઊઠાવતાં. ઘણી વાર તેઓ આપણે જેને સાવ નજીવું કારણ ગણીએ તેનાથી ડરે છે. આપણે ચીડઈએ છીએ. બાળકને આગળ પાછળ જે બાબતમાં કડવો અનુભવ થયો હોય તે તે કરશે નહિ. તે નથી કરતું તેનું કારણ, કરે તો ફરી તેવો જ અનુભવ થાય તેની બીક છે; આપણું ન માનવાની તેની વૃત્તિ છે એમ નથી. આપણે પોતે જ બહુ

ઝીણવટથી બોલતા નથી તો બધાં બાળકોને તો બારીકીથી જવાબ દેતાં ક્યાંથી આવડે ? ગોળો ઊંચે હતો ને બાપે પાણી મગાવ્યું. છેક નાનું બાળક કહી ન શક્યું કે અંબાતું નથી પણ તેણે 'નહિ લાવું' એમ કીધું. બાપને લાગ્યું કે તે માનતું નથી. બાળકને સમજવા લાગ્યા પછી તેનાં ઘણાં તોફાનો તેની મુશ્કેલીઓ છે એમ આપણને ખાત્રીપૂર્વક લાગશે.

'તોફાની' બાળકનો એક વર્ગ અવ્યવસ્થિત બાળકોનો છે. તેઓ અવ્યવસ્થાપ્રિય નથી. ખરી રીતે અવ્યવસ્થામાં તેઓ અકળાય છે ને થાકે છે. પરંતુ તેઓ વ્યવસ્થા જાણતાં નથી. તેમને આપણે વ્યવસ્થાનો માર્ગ બતાવ્યો નથી. બાળકો આપણે સૂતા હોઇએ ને તાણીને રમે, વાસણો કુસણો પછાડીને મૂકે લે, દાદરે ચડે ઊતરે તો ધપધપ ચડે ઊતરે, ગાલીચા ઉપર દોડે તો પગ ગમે તેવા હોય તો પણ પરવા ન કરે, હોકારા કરે, ગમે તેવા તોછડા જવાબો આપે, બારણાં ભટકાવે, કોઇને ત્યાં જાય તો ત્યાં ઊંધુંચતું કરી નાખે, ખુરશીઓ ઉપર બેસવાને બદલે તેને ઊંધી પાડે, ભટકાઇને ચાલે, અથડાયા કરે: આ બધું તોફાન મોટે ભાગે માત્ર અવ્યવસ્થા હોય છે. માત્ર કહેવાથી બાળકો વ્યવસ્થિત નથી થતાં. તેમને હાથ કેમ ધોવા, કેમ વર્તવું, કેમ

બોલવું ચાલવું, વાતો કરવી વગેરે સામાજિક અને શરીરના ઉપયોગની બાબતો બતાવવી પડે છે. બાળકો સદાશયી છે. શક્તિ મેળવવા માગે છે. અવ્યવસ્થામાંથી છૂટવાનો આનંદ લઈ શકે છે. એટલે જો તેમને યોગ્ય ઉમરે કેમ વર્તવું એ બતાવીએ ને ફરી ફરીને તે કરવાની તેમને તક આપીએ અગર જરૂર પડે તો કરાવીએ તો બાળકોને આ બાબતમાં 'તોફાની' કહેવાં નહિ પડે.

બાલમંદિર જેવી શાળામાં નાનું બાળક આવીને બધું ઉથલાવે છે. વસ્તુઓ તેના હાથમાંથી પડીને તૂટી જાય છે; તે બીજાનું ખેંચી લે છે ને ન મળતાં રડે છે; તે ધમાધમ કરી મૂકે છે. કશી વાત સાંભળતું નથી. ભૂલથી આવા બાળકને 'તોફાની' કહેવાઈ જવાય પરંતુ તે તોફાની નથી. તેના હાથના સ્નાયુઓનો સમન્વય સધાયો નથી. તેની ઇંદ્રિયો બીનકેળવાએલી છે, તેને પોતાને શું ખરેખર જોઈતું છે, શું વિકાસ આપનારૂં છે તે તે જાણી શકયું નથી, તે પોતાની વ્યક્તિને પિછાનતું નથી ને તેથી તે અસમતોલ છે—અણઘડ છે. તે જ બાળક થોડા દિવસ પછી જ્યારે દટ્ટા વગેરે વાપર્યા પછી નવી આંખ મેળવે છે, જ્યારે વાળીચોળીને અને હાથ ધોઇને તથા બુતાનની ફ્રેમો વાપરીને હાથના

સ્નાયુઓને કાબુમાં લે છે, જ્યારે લીટી ઉપર ચાલીને દેહની સમતોલતા મેળવે છે, જ્યારે શિક્ષક સાથે વાતચીત કરીને તથા વાતો અને વાર્તાઓ સાંભળી ભાષામાં પ્રવેશે છે ને મોન્ટીસોરી પદ્ધતિનાં પ્રબોધક સાહિત્યોના વપરાશમાં થતી એકાગ્રતા, ક્રિયાશક્તિનો વ્યાયામ, બુદ્ધિની નિર્મળતા, વગેરેને પરિણામે તેનું માનસ ઘડાય છે ને તેની ઇંદ્રિયો સંસ્કારિતા પામે છે ત્યારે તે નવો જ જન્મ પામે છે. તે બીજું જ બની જાય છે. તે શાંતિથી એક પછી એક કામ કરતું જોવામાં આવે છે. તે પૂર્વે વસ્તુ ઉપર થઇને ચાલ્યું જતું હતું તેને બદલે તેને તેનામાં અદ્ભુત ફેરફાર કરનાર શક્તિ તરીકે ઓળખી તેને સન્માનશે. તે પ્રથમ શિક્ષકનું કાને જ ધરતું ન હતું તેને બદલે શિક્ષકની આજ્ઞા ઉઠાવવા આતુરતા બતાવશે. તે તેના સાથીઓ પાસેથી ઝુંટવી લેવાને બદલે પાસે ઊભું રહી જોશે, સાથે કામમાં લાગશે ને તેના આનંદમાં ભાગ લેશે. ટુંકમાં તે બદલાઈ જશે; ઓળખાય પણ નહિ એવું બનશે. રાડયારાડય ને ધમાચકરડી કરતું પ્રથમ દિવસનું બાળક અને ત્રણ છ માસ પછીનું બાળક બન્ને જૂદાં લાગશે કે બન્ને એક જ છે એમ આપણે પણ ઘડી વાર કબુલવા ના પાડીએ. પ્રથમ તે 'તોફાની' ન હતું, પણ અવ્યવસ્થિત હતું.

મોન્ટીસોરી શાળામાં તેને યોગ્ય પ્રવૃત્તિ મળતાં તે વ્યવસ્થિત થઈ જાય છે. તેને કોઇ તોફાન કહે તો તે બાળકને સમજતો નથી એમ જ કહેવું પડે. આમ બાળકને સમજવામાં ભૂલ થાય છે ને તેથી તે 'તોફાની'માં ખપે છે. જો શાળા તેને વ્યવસ્થા ન આપે તો તે કાયમનું અવ્યવસ્થિત રહે. તેમાં તેનો દોષ ક્યાં છે? અને છતાં આપણા દોષને લીધે આપણે તેને 'તોફાની' નો ઇલ્કાબ આપીએ ને બાળક પણ તેમ જ માનતું થાય એ એક વિચિત્રતા છે. સાવ સાજા ને સાજા બાળકને આપણે જ 'તોફાની' બનાવી શકીએ છીએ એ વાત આપણા લક્ષ ઉપર કોઇ રીતે આવે તો?

શાળામાં છોકરાઓ 'તોફાનો' માટે મશહુર છે. ઘણુંખરૂં હુશિયાર ગણાતાં છોકરાંઓ 'તોફાની' જણાયા છે. ઠોઠ છોકરાઓ ભલા ને ડાહ્યા દેખાય છે. પોતાને બધું સરસ આવડે છે તેથી તેઓ દબાતા નથી. તેમને તે કારણે શિક્ષાનો ભય નથી. તેઓની સામે જ્યારે શિક્ષક મિથ્યાભિમાન કરે છે, ખોટા હુકમો કરે છે, ડંફાસ મારે છે, ત્યારે તેઓના મનમાં શિક્ષકનું માન ઘટે છે. તેઓની હુશિયારી ઘણા શિક્ષકો સાંખી શકતા નથી. તેઓ ઠોઠ ન હોઈ જલદી બધું હાજી હાજી નથી કરતા પણ પૂછપરછ

કરે છે, જે ઘણી વાર શિક્ષકને ભારે પડે છે. પછી તેઓ 'તોફાની' ગણાય છે. તેમની 'હુશિયારી' જ 'તોફાન' થાય છે. એક વાર તેઓ 'તોફાની'ની યાદીમાં આવ્યા પછી તેઓ પદવીને છાજે તેવું તોફાન કરે છે. અજાણપણે તેઓ તે કામ લઇને બેસે છે. પછીથી શિક્ષકને હેરાન કરવાનું શોધે છે, મીણબત્તી લાદી પર ઘસી શિક્ષક પડી જાય તેવું કરે છે ને શિક્ષક ચાલતાં પડે છે એટલે તેમને આનંદ આવે છે. આ તેમના મનની વિકૃતિ છે. પણ તેઓ હુશિયાર હતા; તેમના ઉપર ખોટું દબાણ અને રોફ આવ્યો. તેમને શિક્ષક સહી ન શકયો. ઠોઠને સારા અને ભલા કહી શિક્ષકે વખાણ્યા ને આ લોકોને ધમકાવ્યા એટલે સમતોલતા જતાં બીજે છેડે જવાયું. જ્યારે હુશિયાર છોકરાઓનો મિત્ર બનવાને બદલે શિક્ષક ઉપરી થઇ જાય ત્યારે છોકરાઓ નિયમન છોડી નિરંકુશ થાય તો તેની જવાબદારી શિક્ષકની છે. માટે જેમ પ્રવૃત્તિ માગનારાં બાળકોને તોફાની ન કહી શકીએ તેમ જ હુશિયાર બાળકોને 'તોફાની' ન કહી શકીએ.

શાળાના ચાલતા કામમાંથી બીજાં બાળકોને ઉપાડી જનારા, મોટા છોકરાઓના વર્ગોમાં બેઠાં બેઠાં કાગળની ગોળીઓ ફેંકનારા, માસ્તર ન દેખે

તેમ પાટીમાં કે જમીન પર કચુડકચુડ કરનારા કે હુહુ કે હીહી કરનારા છોકરાઓ 'તોફાની' હોય છે કારણ કે અભ્યાસમાં અને શિક્ષકમાં તેમને રસ પડતો નથી. ભણવું જ્યારે એક અપ્રિય દબાણ થાય ત્યારે અકળામણ જ આવે. નિયમનને કારણે જ્યારે બહાર તો ન જ જવાય ત્યારે ત્યાં બેઠાં બેઠાં શું કરવું ? છોકરાને પોતાની અને સાની તરફ કંટાળો છૂટે. પોતે સરખામણીમાં બીજાથી હલકો પણ લાગે. પછી તેનું જાણે કે વેર લેવા, અથવા કંઈ નહિ તો બીજા કારણે સૌનું ધ્યાન ખેંચવા, અથવા પોતાને ત્યાં વિના કારણ બેસવું પડયું છે તેનો દંડ દેવા કાગળની ગોળીઓ ફેંકે છે, નખરાં કરે છે, ચોપડીમાં મોં ઘાલી ચાળા પાડે છે, બીજાને હસાવે છે ને બેધ્યાન કરે છે; એકંદરે તે 'તોફાન' કરે છે. તોફાની થાય છે. પણ વાત તો એમ છે કે તે બિચારાને શિક્ષક મહાશય જે ભણાવે છે તેમાં રસ નથી આવતો. શિક્ષક રસિક હોય, કુશળ હોય, ભલો હોય, પણ ભણનારને વિષયમાં રસ ન આવે ને તેને ભણવા બેસવું પડે ને ત્યાં ઊંઘી જવાની રજા ન હોય તો ? શાળામાં ઘણા છોકરા આવી રીતે 'તોફાની' કહેવાય છે. તેઓ બીજી જે બાબતમાં હુશિયાર હોય છે ત્યાં સારા ગણાય છે. શિક્ષક તેમને ખરાબ વર્તણૂકનું પ્રમાણપત્ર આપે છે ત્યારે તેમના

મિત્રોમાં તે માનનીય હોય છે. શિક્ષક ધારે છે કે તે જીવનમાં રખડી મરશે ત્યારે તે જીવનમાં સારાં કામો કરી બતાવે છે. રસ ન આવે તેથી ઝોંકાં આવે કે જરા અવ્યવસ્થા પેદા કરવાનું સહજ મન થાય એમાં ખરાબ વર્તણુંક શેની ? એમાં જો કોઇની ખરેખર ખરાબ વર્તણુંક હોય તો આપણી છે કે આપણે તેમને ભણાવવા નીકળ્યા છીએ. આપણે તેમને જેમાં રસ આવે તે ભણાવતા નથી. આપણે તેમને વિષયશિક્ષણના બંદીવાન કરીએ છીએ. આપણે તેમનાં જીવતાં મુડદાં કરવા માગીએ છીએ.

ઉપરની વાતો સાધારણ બાળકો કે વિદ્યાર્થીઓની થઇ. જેઓ પ્રવૃત્તિ માગે અને ન મળે, જેઓ અવ્યવસ્થિત હોય ને કોઈ વ્યવસ્થાનો માર્ગ ન બતાવે, જેઓને ભણવું ગમે પણ રસ ન આવે તેવાઓની વાત થઇ. તેમને કોઇથી 'તોફાની' કહેવાય જ નહિ. તેમને જોઈતું આપીએ એટલે 'તોફાની' ના અપમાનમાંથી તેઓ અને અજ્ઞાન, અનાદર, અભિમાન અને શિસ્તના આગ્રહના દોષમાંથી આપણે બચીશું.

હજી બીજી જાતનાં બાળકોનો પ્રશ્ન વિચારવા જેવો છે. ઘરમાં કોઇને ગાંઠે જ નહિ, ઊભાં ઊભાં

જ્યાં ત્યાં મૂતરે, ચાલતાં અડપલું કરે, શાળાના કાચ ફોડે, બાલમન્દિરમાં કોઇને બટકું ભરે વગેરે વગેરે નુકશાનો ને રંજાડો કરે અર્થાત્ એક ગાંડા જેવાં કે ચોર કે બહારવટીયા જેવાં કામ કરે તો તેમને 'તોફાની' નું નામ ન આપવું? તોફાની કહેવામાં આપણે જે આપણી ક્રોધની-તિરસ્કારની લાગણી વ્યક્ત કરીએ છીએ ને તેમને તે માટે જે જાતજાતની શિક્ષા કરીએ છીએ તે શું ન કરવી? ઉત્તર એમ લાગે છે કે તેવાં બાળકો પણ તોફાની નથી. આવાં બાળકોનાં આ જાતનાં તોફાનો પાછળનાં કારણો અનેક હોય છે. તે કારણોને તપાસવાં જોઇએ ને તે કારણોને દૂર કરવા રૂપી ઉપચાર કરવા જોઇએ.

આવાં બાળકોના વર્ગો પાડી શકાય. લાડ લડાવેલાં બાળકોનો એક વર્ગ છે. માબાપ પ્રથમ બાલક જેમ કહે તેમ કરી તેને માથે ચડાવે છે. "ભાઈથી આ થાય નહિ, તે થાય નહિ" કરી પોતે બધું કરે છે કે કરાવે છે. ભાઇ ગમે તેમ કરે તો "હશે" કહી ચલાવી લે છે. ભાઈ ઊભા ઊભા રસોડામાં મૂતરે તો બાપા હસીને કહે છેઃ "જો ભાઇ મૂતર્યો કે? ન મૂતરાય" એમ ખોટું ખોટું બોલીને લાડયુક્ત પ્રેમથી ચલવી લઈ ફરી તેમ કરવાનો જ માર્ગ બતાવે છે. ભાઇને પાણી પીવું તો આપણે આપીએ, એના

ભાઈના પગ દુઃખશે. ભાઈને "વાહ તું ડાહ્યો, રૂપાળો" કહી વખાણી વખાણીને છાપરે ચડાવીએ. પછી ભાઈ ફાટે. પછી તો તેને ટેવ પડી. તે કહે તેમ થવું જોઈએ. તેને કોઈ રોકે તો સામે થવાનું, ન કરી દે તો ગાળો દેવાનું કે ઘા કરવાનું કે ધબ્બો મારવાનું. ભાઈ શા'બ શેઠ થઇ ગયા: જુલમગાર થયા. આનું નામ લાડકવાયો છોકરો. આ છોકરો કોઇને ગાંઠે જ નહિ. માબાપ પણ આખરે હાય પોકારી જાય છે ને 'તોફાની' છોકરો પાકયો કહી હાથ ઘસે છે. આને 'તોફાની' કહીને રડવાથી શો લાભ? આપણે ચેતીએ કે છોકરાને લાડ લડાવવાં નહિ.

જે છોકરાં જેને તેને મારે છે, ઘરની વસ્તુઓ ભાગી નાખે છે, પ્રાણીઓને દુઃખ દે છે, તેવાં 'તોફાની' છોકરાંનો એક ખાસ વર્ગ છે. માણસ બીજાને ઘણાં કારણે મારે છે. પ્રથમ કારણ એ છે કે પોતાને કોઈ મારે તેનું વેર તે કોઇ બીજા ઉપર લે છે; પોતાની દાઝ તે બીજે કાઢે છે.

આપણે બળવાનના માર ખાઇ નિર્બળને મારીએ છીએ. જો આપણે માર ખાવા પડતા હોય છે તો હમેશ આપણામાં માર ખાનારૂં કોઇને કોઇ આપણે ગોતવું પડે છે. મા કે બાપ છોકરાને મારે છે. છોકરાએ બીજા નાનાને મારવું જ રહ્યું. તે મારવાનો પાઠ શીખે

છે. મારવાની તેનામાં જરૂર ઊપજે છે. માર તેનામાં તે રોગ પેદા કરે છે કે જે મારવાથી જ જાય. બાપ છોકરાને મારે છે. છોકરો શેરીમાં જઇ લગાવે છે. શિક્ષક છોકરાને મારે છે, છોકરો કલાસના કોઇને અડાવે છે. મારવાનું તોફાન મારવામાંથી થાય છે. મોટોભાઇ બેનને મારે છે, બેન નાની બેનને ફટકારે છે. એ આઘાત પ્રત્યાઘાત છે. વળી બાળકો કે મોટાંઓનાં તોફાનો કે જેમાં મારવું, ફોડવું, તોડવું વગેરે છે તેની પાછળ કોઇને કોઇની સામે તિરસ્કાર બતાવવાનું–દ્વેષ બતાવવાનું છે. જ્યારે બાળક મા કે બાપની શિક્ષા ખમીને કે તેમની ટોકણીથી કે તેમના વઢવાથી ગુસ્સે થઇ જાય છે પણ તેમને કંઇ કરી શકતું નથી, તેમ જ વિદ્યાર્થી જ્યારે શિક્ષકની સામે ઊઠી શકતો નથી ત્યારે તે પોતાનો દ્વેષ જુદી જુદી રીતે પ્રગટ કરે છે. તે કાં તો માની પ્રિય દીકરીને મારે છે, બાપનું પ્રિય પુસ્તક ફાડે છે, શાળાનો કાચ ફોડે છે કે શિક્ષક ને વ્હાલા વિદ્યાર્થીનું અપમાન કરે છે. આ બધાં ‘ તોફાનો ’ છે; શિક્ષક અને માબાપની દ્રષ્ટિએ દાબી દેવાં જેવાં છે. પરંતુ ખરી રીતે આ તો તેમણે જ વાવેલાં ઝેરી બીજનાં ફળો છે. આ બધામાં કરનારનો ઇરાદો ખરાબ નથી હોતો, તેનાથી આમ થઈ જાય છે; આમ જ થઇ જવું જોઇએ.

વળી ઉપરનાં પ્રકારનાં ઘણું 'તોફાનો' બાળકોને ખરો પ્રેમ ન મળવાને કારણે થાય છે. પ્રત્યેક મનુષ્ય તેમ જ બાળક ચહાવા માગે છે. તેની પ્રેમયુક્ત લાગણીને આદર નથી મળતો તો તેઓને આઘાત થાય છે. તે આઘાત પ્રેમથી ઉલટી દિશા પકડે છે—દ્વેષ થાય છે. પછી 'તોફાનો' નો પાર રહેતો નથી. પણ તેનું કારણ તો પ્રેમને સત્કાર્યો નહિ તે છે. બાળકો સૌ સંગાથે રહી સહજીવન ગાળવા માગે છે. માબાપ કે શિક્ષક આડે આવી તેમને દૂર કરે છે, તેમને કામકાજે મોકલે છે; નકામો વખત ગાળનારાં કહી કામે લગાડે છે કે પાઠ કરાવે છે. બાળકો સહજીવનનો સાર—પ્રેમજીવન માગે છે તેના બદલામાં તેમને વિરૂદ્ધ જ મળે. બાળકો પણ માબાપ કે શિક્ષકને વિરૂદ્ધ જ આપે છે. તે 'તોફાન' છે. પણ ત્યાં કોણે વિચારવાનું છે? ક્યાં ભૂલ સુધારવા જેવું છે?

વળી બાળકોનાં ઘણું તોફાનોમાંનાં 'ભૂંડાં તોફાનો' તેમના ઉપર થએલા દબાણને લીધે છે. સ્વાભાવિક પ્રવૃત્તિને રોકવી એટલે વરાળ કે પાણીના સ્વાભાવિક ધર્મને રોકવો. એમ કરવાથી વરાળ કે પાણી ઉપકાર કરવાને બદલે અપકાર જ કરે. વરાળને દાબો એટલે યંત્ર ફાટે ને મારી નાખે. પાણીના રેલાને ઉપયોગી માર્ગે ગતિ કરી ન આપો એટલે

તે આડો આવેલો વીખાઈ જઈ બિગાડ કરે. એમજ બાળકોની સ્વાભાવિક શક્તિઓનું હોય છે. તેમને રમવા ખેલવા ન દો એટલે તે શરીરથી અને મનથી માંદું થશે. તે શરીર અને મનના સમધારણ ધર્મોને બદલે વિકૃત ક્રિયામાં જશે, એટલે કે અકુદરતી રીતના જાતિ દોષો કરશે. સ્વતન્ત્રતા છીનવી લઈએ, નિષ્ક્રિય કરીએ, શિક્ષા કરીએ; ટૂંકમાં બાળકનો સ્વાભાવિક વિકાસ રોકીએ એટલે તે વિકૃત થવાનું; ને વિકૃતિને આપણે 'તોફાન' કહીએ છીએ. 'તોફાન' અને 'વિકૃતિ' બે પર્યાય માત્ર છે. એટલું જાણી લેવાથી કશું ન વળે. બાળકને તોફાની કહીને તેને માથે દોષ મૂકીએ છીએ. આ તો વિકૃતિ છે. એ જાણીએ તો આપણી ભૂલ શોધવા નીકળીએ અને બાળકની દયા ખાઈએ. 'તોફાની' ને શિક્ષા કરવા દોડીએ છીએ તેને બદલે 'માંદા થએલ'ના ને વિકૃતનો ઉપચાર કરવા લાગીએ. આ તફાવત આપણે સમજવાનો છે.

બાળકમાં શરીરની અપૂર્ણતાઓ અને મનની માંદગી ઘણા પ્રકારની છે. તેમાંની ઘણી બાબતોને લીધે આપણે તેને 'તોફાની' કહીએ છીએ. પણ તાવને તોફાન નથી કહેતા, વાઇને તોફાન નથી કહેતા. કારણ કે એટલું વૈદકીય જ્ઞાન આપણું ઓસું

છે તેમ જ બીજા રોગો અને ખામીઓ ન ઓળખી નથી તેથી જ આપણે તેને તોફાન ગણ છીએ. પણ આપણે 'તોફાન' અને 'તોફાની' શબ્દનો બહિષ્કાર કરી બાળકોને અવલોકીશું, તેમ ભિન્ન ભિન્ન વિવિધ ક્રિયાઓના વર્ગો પાડી પ્રત્યેક સ્વતઃ તેના ગુણદોષ ઉપરથી નામ આપીશું, તો પ્રથમ આપણે તોફાન અને તોફાની શબ્દોના પ્રચલિત ભાવોમાંથી મુક્ત થઇશું ને બાળકમાં તેવા ભાવો દાખલ કરી તેને પાયમાલ કરી નાખીએ છીએ તે પણ મટશે. નવી દષ્ટિએ બાળક સામે જોતાં આપણે બાળકને તેની વૃત્તિથી છુટું પાડી શકીશું. તેને દોષપાત્ર ગણી તેના પર રોષ આણવાને બદલે 'રોગ' નો ઉપચાર કરીશું ને આપણે અને બાળક ઉભય સુખી થઇશું.

---